ૐ

# શીવલીંગ શંકાનું સમાધાન.

કર્તા

વ્યાસજી, વલ્લભરામ સુર્યરામ.

ઠે. રાયપુર પખાલીની પોળ-અમદાવાદ.

પરોપકારાર્થે છપાવનાર

મોક્ષમારગી, દલાલ ભીખાભાઇ જીવણદાસ.

ઠે. કતોપર મોહોટી છીપવાડ. મુ. ભરૂચ.

તથા

મોક્ષમારગી પા. ગોકળભાઇ લલ્લુભાઇ.

મુ. ડોરમાલ. તા. શંખેડા. પો. જોજવા.

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૭૬. સને ૧૯૨૦.

કીંમત બે આના.

પાછળ પુંઠા પર લખેલાં પુસ્તકો.

પરબ્રહ્મનિષ્ટ.

વ્યાસજી માહારાજ વલ્લભરામ સુર્યરામને ઘેરથી મળશે.

ઠે. રાયપુર પખાલીની પોળ.

મુ. અમદાવાદ.

શ્રી રાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે
છાપ્યું. સલાપોસરોડ—અમદાવાદ.

# શીવલીંડની શંકાનું સમાધાન.



વ્યાસજી કહે છે. જુઓ ભાઇઓ શીવાલયમાં પુજાય છે. તે શીવનું બાણુ નથી. તેમ શીવનું લીંડ પણ નથી. એતો નિલંગ છે. તેને અજ્ઞાની લોકોએ લીંડ લીંડ કહીને મૈથુન ઇંદ્રી ઠરાવી બેસાડી છે. તે અઘટીત અશોભતીને અસંભવીત નીરલજ એ અદબી વાત ઉભી કરી છે.

શીવ ભગત મોતીભાઇ કહે છે, હે મહારાજ આપે કહ્યું નીલંગ પુજાય છે. તે નીલંગ એટલે શું? તે અમને સમજાવો.

વ્યાસજી—જુઓ ભાઇ, નિલ વત્તા અંગ. એટલે નીલ અને અંગ એ બે શબ્દો ભેગા કરવાથી નીલંગ શબ્દ થએલો છે. વિશનુ નામ નિલ છે ને શરીરનું નામ અંગ છે. અર્થાત વિશવાળુ અંગ તેથી તે નીલંગ કેહેવાય છે. જુઓ ભાઇ જ્યારે સમુદ્ર મથન કર્યો ત્યારે સમુદ્રમાંથી ચઉદ રત્ન નિકળ્યાં, તેમાં વિશ પણ નીકળ્યું. તે વિખ માહાદેવને આપ્યું, તે માહાદેવે પીને પોતાના કંઠમાં ભરી રાખ્યું. તેથી તે દીવશથી માહાદેવનું નામ નીલકંઠ એવું પડ્યું છે. તે વિશ ગળાથી માંડીને મુસ્તક સુધી વ્યાપી અગની જેવો દાહ કરે છે. તેથી કંઠથી માંડીને મુસ્તક સુધીનું અંગ તેનું નામ નીલંગ છે. વળી અગની જેવો દાહ ઉઠી રહ્યો છે. તે દાહને શાન્ત પાડવાને તથા શીતળતા રેહેવાને સારૂ માહાદેવે મુસ્તક ઉપર જટામાં ગંગાજી રાખી મુક્યાં છે. અને શીવને મુસ્તકે શીતળતા રેહેવા સારૂજ ભક્ત લોકો જળની ગળતી મુકે છે. તેમ ભાંગમાં શીતળતાનો એટલે ઠંડકનો ગુણ

છે, તેથી ભાંગ ચઢાવે છે. વળી માહાદેવને મુસ્તકે શીતળતા રહેવા સારૂ સુખડનું ચંદન લગાવે છે તેમ નાગદેવતા ફણા માંડી રહે છે. તેમ શીતળતા સારૂ લેલાટે ચંદ્ર રાખ્યો છે. તેમજ જ્વાળાને શાન્તી પાડવા સારૂ માહાદેવને જળધારા પ્રીય છે. અને તે જળ ઝીલવાના આધાર સારૂ નીલંગની નીચે જળાધારી કરી છે. જો જળાધારી કરી ન હોય તો આખા શીવાલયમાં બધે જળ વિખરાઇને ભીનું ભીનું થઈ જાય. માટે જળાધારી એક પાણી જવાની નીક છે તેનું નામ જળાધારી છે. જળાધારી એટલે જળને ઝીલવાનો ને જવાનો આધાર. તેને અજ્ઞાની લોકો પાર્વતીની યોની એટલે એમ ઠરાવે છે. ને અઘટીત નીર્લજ અને મરીયાદા રહીત શબ્દો બોલે છે. અને તેવું બોલવાથી તથા તેવું માનવાથી શીવ ભગ્તી નીસ્ફળ થાય છે ને ઉલટા પાપના અધીકારી બને છે.

નિલંગ એટલે વિશવાળુ અંગ શીવજીના કંઠથી તે મુસ્તક સુધીનું અંગ તેને નીલંગ કહેવાય છે. તે નિલંગ શબ્દને બદલે અજ્ઞાનીઓ એ લીંડ લીંડ ઠોકી બેસાડ્યું છે તે નીલંગ એટલે વિશવાળું અંગ સીવજીના કંઠથી તે મુસ્તક સુધીનું અંગ તે નીલંગમાં મહાદેવજીનું લલાટ ભાગ છે. તે લેલાટ એટલે કપાળ તે કપાળે ભગ્તજનો એક તરફ ત્રીપુંડ કરે છે અને ઉપરને ભાગે ચંદન કરે છે તે મુસ્તકે ચંદન થાય છે. એ રીતે મહાદેવજીનો કપાળથી તે મુસ્તક સુધીનો ભાગ, એટલે ખોપરીનો ભાગ પુંજાય છે. શ્રાવણ માસમાં તે મુસ્તક ઉપર મુખાર્વિંદ પેહેરાવે છે. જો તે મહાદેવનું લીંગ એટલે મૈથુન ઈંદ્રી હોય તો તે મહાદેવજીના મુખાર્વિંદમાં પહેરાવાયજ નહી. વળી મહાદેવજીના નીલંગમાં મોહોડુ છે, તેથી થાળ ધરાવાય છે. લીંડ હોય તો તેને થાળ ધરાવાય નહી. વળી જો મહાદેવજીનું નીલંગ છે તેથી આપણુ તથા

આપણી મા બેહેન ને દીકરીયો તેનાં દરસણુ કરીએ છીએ. તેમ જળ રેડી હાથ ફેરવી રૂડી રીતે નવરાવીએ છીએ. જો લીંડ એટલે મૈથુન ઈંદ્રી હોત તો આપણુ કે આપણાં બૈરાં કોઇ કાળે એમ કરત નહી. વળી. જો પાર્વતીની એબ અને મહાદેવની એબનો સંગમ હોત તો પાર્વતીનું સ્થાપન એક કોરાણે એ જુદા ગોખમાં હોત નહી. તેમ ગણુપતી તથા ગણુપતીની સુદ્ધી બુદ્ધી સ્રીયો સંગમના સમયમાં પાસે હોય નહી. વળી મહાદેવજીનું નાનેતરજાતીમાં નામ પડયાં વિના રહેત નહી. તેમ મહાદેવજી નપુશક હોત તો પુત્રને પુત્રી મહાદેવજીને હોત નહી. માટે મહાદેવજીનું લીંડ તુટી પડયુંજ નથી. તેમ લીંડ એટલે મૈથુન ઈંદ્રી પુંજાતીજ નથી. છતાં અજ્ઞાનીઓ તેને લીંડ કહે છે, ને મૈથુન ઈંદ્રી છે એમજ માને છે. ને ઈંદ્રી પુજીએ છીએ એવી ભાવના જે રાખે છે, તેને લીંડ પુજનનું જ ફળ મળવાનું છે. વળી, જે શીવ પાર્વતી આપણાં માતા પીતા છે તેમની બે અદબની વાત ચરચાવવાથી મોહા પાપના અધીકારી થઇએ છીએ. અહો ન્યાય નિતી વિવેક ને અવહારના વિચારવા વાળા ભાઇઓ શીવાલયમાં શીવનું લીંડ એટલે મૈથુન ઈંદ્રી પુંજાતી નથી. એતો નીલંગ પુંજાય છે. માટે લીંડ નહી કેહેતાં નિલંગ કહો. જુઓ શીવાલયમાં શીવ પુજનમાં જે જે કરો છો તે સવળુ કરો છો. પણુ જ્ઞાન વિના અવળું બોલો છો તેથી પાપના અધીકારી થાઓ છો.

## વિશેષ બોધ.

અરે મનુશભાઇઓ સમજણુ વિના ધર્મને નામે અંધારે અરબડીયાં ખાઓ છો. જુઓ કે કોઇ નામાંકીત અથવા આપણાથી વડીલ અથવા આપણા પુજ્ય અથવા આપણા અધીપતી હોય; તેની બે અદબી વાત

કરીએ તે અઘટીત છે કે નહિ? જો અઘટીત માનતા હો તો સાંભળો વિચારો ને તે અઘટીત વાતો માનવાની બોલવાની ને જગતમાં ચરચાવવાની મુકી દો. જુઓ કે શ્રી કૃષ્ણ પ્રભુ સાક્ષાત વિષ્ણુ નારાયણનો અવતાર છે. ને જગદંબા જગતની માતાપીતા છે. અને મહાદેવ છે, તે પણ આપણા માતા પીતા છે. અને તે શીવ શક્તી અને વિષ્ણુ તે ત્રણ આખા જગતના અધીપતી નામાંકીત વડીલ અને આપણા પુજ્ય છે. તેમની બે અદબી વાત કરીએ તો તે અઘટીત છે કે નહી ?

જુઓ ભાઇ હાલ આ જગતમાં આપણી મુખ્ય હીન્દુ કોમમાં શીવ શક્તી ને વિષ્ણુ ધર્મનીજ માન્યતા છે. તેથી તે ત્રણ પ્રકારનાજ ધર્મોમાં આપણી હીન્દુ કોમ છે. અને તેના ઉપર આપણા સરવે પુજ્યભાવ રાખી આપણા પુજ્ય માનીએ છીએ. છતાં તેમની અપકીરતીને બે અદબી વાત કરીએ તો આપણ પાપના અધીકાર થઈએ કે નહી ?

કદી કેહેશો કે તેમની અપકીરતી ને બે અદબી વાત શું કરીએ છીએ ? ઉત્તર જુઓ આ જગતમાં ચોરી ને છીનાળી તથા દુર વ્યસન અભક્ષાભક્ષને બે અદબી અપહારની વાત સમાન્ય બીજુ એકે લાન્છન નથી. તે લાન્છન આપણ આપણા પુજ્યનેજ મુકીએ છીએ ને અપકીરતી કરીએ છીએ. જુઓ કે આપણી જગદંબા માત. તેને દારૂ પીવાનો ને બકરા પાડાનો ભોગ લે છે. એવો આરોપ મુકીએ છીએ. તેમ તે માતાજીની આગળ ભવાઇ કરીએ છીએ તેમાં બીભસ્ત શબ્દો બોલીએ છીએ ને વિશઇ ચાળા ચટકાને લટકા કરીએ છીએ. તેજ અઘટીત કરીએ છીએ. તેમ મહાદેવની અને પાર્વતીની બેઅદબી ને નિરલજ વાતો ચરચાવીએ છીએ. તેમજ શ્રી કૃષ્ણ વિષ્ણુની વાતો એવી કરીએ છીએ કે ગોપીને ગળે હાથ નાંખી કુંજ્ય ગલીમાં રંગ રમ્યા એવો છીનાળાનો આરોપ

મુકીએ છીએ ને વળી જે રણછોડ માંખણ ચોર એવો ચોરીનો આરોપ મુકી ચોર ચોર કહીએ છીએ. આ તે તેમને ઉત્તમ ઉપમા આપીને કીરતી કરીએ છીએ કે અપકીરતી કરીએ છીએ? એવી વાતોથી તેમની ભગ્તી કરીએ છીએ કે તેમની ભાગ્તી કરીએ છીએ? અરે સલીલ ભગ્તો કાંકતો વિચાર કરો?

આ કળીયુગમાં ઉંધા ઉંધા ઉપદેશકો ઉંધે ઉંધુ સમજાવે છે તેમ શું હાએ હા કરો છો. તમો તમારી બુદ્ધીનો કાંઇ પણ ઉપયોગ કરતા નથી. તેથી ધીક્કારવા યોગ્ય છો.

વળી કળીયુગથી છવાએલા ઉપદેશકો ઇંગ્રેજી સંસ્કૃત મરાઠી કે હીન્દી ભાષાથી ભભકાભેર બોલે છે, એટલે તેને વિદ્વાન જાણી ધન્યવાદ આપો છો. પણ તેની વાતનો વિચાર કરતા નથી તેજ આ જગતનું અજ્ઞાન છે. ફક્ત ભાષાના ભભકામાંજ ભરમાઇ જાઓ છો ને અંજાઇ જાઓ છો.

અરે ભાઇઓ કાંઇ તો વિવેકથી વિચારો? જુઓ ભાઈ ગણપતીનું નામ કલ્યાણકારી છે. તેમ રામનામ પણ કલ્યાણકારી છે. તે બેઉ નામ કલ્યાણકારી છે છતાં તે નામ લેવામાં પણ વિવેક રાખવો પડે છે. કેવી રીતે કે જેમ પોતાના વ્હાલેશ્વરીને ઘેર લગ્ન પ્રસંગ હોય ને ત્યાં ગણપતીનું સ્થાપન થતું હોય તે વખત ત્યાં આગળ બેસીને શ્રીરામ શ્રીરામ એમ બોલીયે તો સરવે સગા સંબંધીને કેટલો ક્રોધ ચઢે? તેમજ કોઇ સગામાં જવાન મરણ પામે ત્યાં જઇને એમ બોલીએ કે ગણેશ પરમેશ્વર માહારાજ. તો તે વખતે સરવે સગાને કેટલો ક્રોધ ચઢે? જુઓ ભાઇઓ વખતને અનુસરીને વિવેક પ્રમાણે બોલવું જોઇએ.

## શંકા બીજી.

મોક્ષમારગી ભગતોનો પ્રષ્ણ—હે મહારાજ એક મહારી શંકા એવી છે કે રામે હનુમાનને સીતાની સોધ લેવા મોકલ્યા તે વારે એળખાણને માટે રામે સીતાજીને બતાવવા પોતાની મુદ્રીકા આપી. તે મુદ્રીકા હનુમાનજીએ સીતાજીને આપી. તેમાં એવી શંકા ઉઠે છે કે રામ સીતા ને લક્ષમણે વસ્ત્રાભુશણ ઉતારીને વનકુળ પેહેરી વનમાં નીકળ્યા હતા, તો રામની પાસે મુદ્રીકા એટલે વિંટી કયાંથી ?

વ્યાસજી કેહે છે.—અરે ભાઇ કોઇ વખત આરાસુરની અંબાજી ગયા છો ? જો ગયા હો તો ત્યાં ઘાસના સણગાર ગુંથણીથી ગુંથીને ઘાટબંધ કરે છે, તે સણગારો લોક વેચાતા લઇ છોકરાંને પહેરાવે છે. તે આપને અનુભવ છે ?

મોક્ષમારગી કહે—હા. વ્યાસજી કહે જુઓ ભાઇ શ્રીરામચંદ્રને વન વિશે આભુશણ નોહોતાં, તેથી શીતાજી વનની સુંઆળી ચળકતી ને નરમાશ વાળી તથા દર્ભ વિગેરે લાવિ તેના ગુથણીથી ગુથી ગળાના હાથના આંગળીયોના આભુશણો બનાવી સીતાજી શ્રી રામચંદ્રને પેહેરાવી. પોતાના મન રમાડા કરી આનંદ લેતાં હતાં. તે આભુશણોની ગુથણીમાં ઘણીજ કારીગરીથી તરેહ તરેહની ભાતો જાળીયો તથા સણગારે સણગારે રામ નામ કાહાડતાં ને તેવા સણગારો પોતાના હાથનાં કરેલાં તે શ્રી રામચંદ્રને ધરાવતાં, એટલે, પહેરાવતાં ને નીરખી નીરખીને દરસણ કરતાં. તેમાંની મુદ્રીકા શ્રી રામ નામ કાઢેલું તે વિંટી હનુમાનજીની સાથે નીશાનીને સારૂ મોકલી હતી. તે સીતાજીએ પોતાની ગુંથેલી વિંટી એટલે મુદ્રીકા પોતે ઓળખી. તેથી હનુમાનજીની

વાત પોતે માન્ય કરી હતી, જુઓ ભાઇ તે મુદ્રીકા દર્ભની ને ઘાસની હતી, માટે તેમાં શંકા જેવું નથી.

અખંડાનંદકી જય.

## શંકા ત્રીજી.

મોક્ષમારગી કેહે છે.–હે મહારાજ એવું સાંભળવામાં આવ્યું છે કે રામચંદ્રના પીતાજી દસરથરાજા તેમના સ્રાધ વખતે પાંચ બ્રાહ્મણ જોઇતા હતા તે મળ્યા નહી. શું આ વાત ખરી છે? જુઓ તેવારે અઠયાશી હજાર રૂશીઓ હતા, અને તેમને ત્યાં ઘણા વિદ્યાર્થીઓ ભણતા હતા. છતાં બ્રાહ્મણ મળ્યા નહી. તે સંભવતું નથી. માટે તેનો ખુલાસો આપો?

વ્યાસજી કેહે છે, ભાઈ બ્રાહ્મણ વરણ તો ઘણા મળ્યા હતા, પણ બ્રહ્મવેત્તા બ્રાહ્મણ પાંચ મળ્યા નોહોતા. બ્રહ્મવેત્તા એટલે બ્રહ્મને યથાર્થ જાણે તેવા મળ્યા નોહોતા તેથી એમ કેહેવાયું છે કે પાંચ બ્રાહ્મણ મળ્યા નોહોતા.

અખંડાનંદકી જય.

## શંકા ચોથી.

મોક્ષમારગીનો પ્રશ્ન.–હે મહારાજ ચારયુગ શામાંથી ઉત્પન્ન થયા? તે કૃપા કરીને કહો.

વ્યાસજી–જુઓ ભાઈ શ્રી ગુણી માયાનું આ જગત છે. તે માયાના રજો તમો ને સત્વ એવા ત્રણ ગુણ છે. તે ત્રઇણે ગુણોનું

ભેગુ થએલું તત્વ જે માયઃ વસીષ્ટમાં રહેલું છે. તેનું નામ તત્વ ગુણ છે. એ રીતે વિશ્વ ચાર ગુણ વાળુ છે. તે ચાર ગુણમાંથી ચાર યુગો ઉત્પન્ન થએલા છે. જુઓ તત્વ ગુણથી સત્ય યુગ, અને સત્વ ગુણથી ત્રેહેતા યુગ, અને રજો ગુણથી દ્વાપર યુગ, અને તમોઃ ગુણમાંથી કળીયુગ. એ રીતે ચાર ગુણો માંથી ચાર યુગો ઉત્પન્ન થએલા છે.

## અખંડાનંદકી જય.

મોક્ષમારગી ભગતનો પ્રષ્ણ.—હે મહારાજ કેટલેક ઠેકાણે કથામાં એમ સાંભળ્યું છે કે પાન્ડુરાજા, ધ્રતાષ્ટર, અને વિદુરજી. એ ત્રણે ભાઇઓ વેદ વ્યાસના નેન ગર્ભથી ઉતપન થયા છે. આ વાત હાલના નાસ્તીક લોકો માનતા નથી ને એમ કહે છે કે નેન એટલે આંખ તે આંખથી અંબે અંબીકા ને વિદુરા દાશીને પુત્રો થવાનો ગર્ભ આપ્યો. આ વાત જુઠી ને ખોટી છે. માટે હું પુછુ છું કે આ વાત ખરી કે ખોટી છે?

વ્યાસજી—એ વાત ખરી છે. વેદ વ્યાસે નેનથી ગર્ભ આપેલા છે. જુઓ ભાઇ જેને જગતનો સર્વ અનુભવ નથી તેજ આ વાતને ખોટી કેહે છે. જુઓ હાલ પણ નેન ગર્ભની પ્રજા ઉતપન થાય છે? તેનો જેને અનુભવ નથી તેજ કબુલ કરતા નથી.

જુઓ ભાઇ મોર જાતીને ઇંદ્રી વિશય નથી. અને ઇંદ્રી વિશયથી ગર્ભ રહેતો નથી. ફક્ત નેનથીજ વિર્ય ખળીત થાય છે. તે જોજો. જે વેળા મોર કળા કરે છે તે વેળા તેની આગળ આવી મોરડીઓ હાજર રહે છે. તે સમે મોર કળા કરીને એટલામાં ને એટલામાં ફરે છે. ને નાચ પાડયા જેવું કરે છે. તે સમે મોરના નેત્રો-

માંથી વિર્ય ખળીત થાય છે. તે મોદડીયો પોતાના મુખદ્વારાએ ઝીલીને તે વિર્ય ગળી જાય છે. અને તે ગળવાથી તેને પેટ ગર્ભ રહે છે. અને તે ગર્ભથી તેનો પરીવાર થાય છે. આ ઉપરથી એમ સમજવાનું છે કે ઇશ્વર ચાહ્ય તેમ કરવા સમર્થ છે. વળી જુઓ કે પક્ષણીઓના વહે ઠાર પીઠ ઉપર હોય છે. ત્યાંથી તે વિશય ભોગ ભોગવે છે. તે તે ભોગ ભોગવવાથી તેને ગર્ભ રહે છે. ને તે ગર્ભના ઇંડાં ગુદા દ્વારથી મુકે છે. જુઓ ભાઇ મનુષ કરતાં તે ઉલટી રીતથી પરીવાર થાય છે. આ ઉપરથી એમ જાણે કે ઇશ્વર ગમે તેમ કરવા સમર્થ છે. છતાં શંકાઓ કરે તે કેવળ અજ્ઞાન છે.

અરે ભાઇઓ શંકા રહીત સ્ત્રદ્ધાવાન થવું હોય તો અનુભવિ વિજ્ઞાની પુરૂષોનો સંગ કરશો તો યથાર્થ જ્ઞાનની પ્રાપ્તી થશે ને આવા ગમન ટળી જશે.

## અખંડાનંદકી જય.

અરે શ્રદ્ધાળુ બંધુઓ હાલ કળીયુગના પ્રવાહે જગતના જીવો કેવળ માયાને વશ થયા છે. તેથી ધર્મ ધ્યાનમાં અજ્ઞાન થયાં છે. સરવે જીવોને માયા માયાને માયાની જંખના રાત દીવસ લાગી રહી છે, પણ તે જીવોને જરાએ વિચાર નથી. કે ગ્રહસ્થ થયા તે કેટલું દ્રવ્ય સાથે લઇને ગયા.

આ સંસારના અલ્પ સુખને અને નાશવાન પદારથ જે માયા તેને અખંડને અવિચાળ કરવા ચાહ્ય છે. પણ તે કોઇ કાળે અખંડને અવિચાળ થવાનું નથી નથી તો નથી. તેનો નિત્યાન અનુભવ થયા છતાં જીવ સમજતો નથી.

જુઓ કે સવારે ખાઓ છો ને સાંજે ભુખ્યા થાઓ છો. તે સુખને અવિનાશીને અવિચળ કરવા ચાહો છો તે કોઇ કાળે થવાનું નથી. માટે તેની ત્રષ્ણા ઓછી કરો.

કદી રાત દીવસ તેની ને તેની જંખના કરશો પણ તે ત્રષ્ણા કોઇની પુરી થઈ નથી. થતી નથી. ને થવાની નથી. અને કદી પુરી. થશે પણ તે માયા સાથે આવવાની નથી.

કદી કોઇ કહેશે કે માયા જેટલી પ્રાપ્ત કરીએ તે આપણી સાથે તો આવે નહીં પણ આપણા પાછળ આપણો પરીવાર હોય તે તો ભોગવે ?

ઉત્તર-તે ભોગવે તેમાં તાહારે શું?

જો જગતનું કહેવત એવું છે કે ભોગવે તે ભાગ્યશાળી. આ કહેવત તમો પણ કબુલ કરો છો. માટે કહીએ છીએ કે જો તાહારા પાછળનાં ભોગવશે તેથી તેતો ભાગ્યશાળી ઠર્યા. અને તારાથી ન ભોગવાયું તેથી જો ભાઇ તું તો નિરભાગી ખરો કે નહી ? જવાબ ના.

અરે ભાઇઓ માયાની જંખના થોડી કરતાં આત્મ તત્વની જંખના કરશો તો તરશો. નહીતો લક્ષ ચોરાશી દેહોમાં ફરશો. માટે દ્રવ્યનું સોધન કર્યા કરતાં ધર્મનું સોધન કરો.

અનુભવી શીવાયના મહાત્મા થઇને ફરતા ફરે છે તેમની સાથે મુળ વસ્તુની વાત કરી જુઓ. જો તે મુળ વસ્તુને અનુભવી હશે તો તે સબંધી જે જે પુછશો તેની નીશાની એટલે એંધાણી તે આપશે. જેમકે કોઇ મુંબાઇ સહેરની સાંભળેલી વાતોના તડાકા મારે, તેની પરીક્ષા કરવા એમ પુછવું જોઇએ કે મુંબાઇમાં ભુલેશ્વર મહાદે-

વના મંદીરનું બારણું કેઇ દિશાનું છે? તેમ મંમાદેવીનો દરવાજો કેઇ દિશાનો છે? એ રીતે પુછતાં જણાઇ આવંશે કે આતો સાંભળેલી વાતો કહે છે કે અનુભવેલી વાતો કહે છે.

આ ઉપરથી ધર્માસ્તીકોને સુચના આપીએ છીએ કે આત્મા પરમાત્માની વાતો કરતા હોય તેને એમ પુછવું કે આત્મા તથા પરમાત્મા શું છે વસ્તુ છે? એતો ધાતુ છે, મતીકા છે, કાષ્ટ છે, પાશાણ છે, હાડ છે, માંઞશ છે, ચામ્ર છે કે રૂધીર છે. પ્રથમ તો એટલુંજ પુછો. અને તે દેહમાં છે કે દેહોથી બહાર છે. જો દેહમાં છેતો માંથામાં કાનમાં નાકમાં હાથમાં કે પગમાં છે. ને બાહાર છે તો તે પુર્વમાં પસ્ચીમમાં ઉત્તરમાં દક્ષણમાં કે નૈરૂતમાં, અગની ખુણામાં વાવ્ય ખુણમાં કે ઇશાનમાં? વારૂ તે આત્મા અથવા પરમાત્મા એતે કેવડો ને કેવો છે?

એવાં પ્રશ્નો કરતાં કોઇ કહેશે એતો કહી શકાયજ નહી. કેમકે ત્યાં મન વાણી પોચી શકે તેમ નથી. એવા જવાબ દેનાર પ્રપંચીને ઢોંગી છે, કારણ કે તે જાણતો નથી માટે એમ કહે કે ત્યાં મન વાણી પોહોચતી નથી. અર્થાત ઉત્તર આપવાની પોતામાં ગતી નથી. તેથી એટલેથીજ ચુપ થઇ રહે છે, ને કહે છે કે એ કહેવા જેવો વિશય છેજ નહી. એમ કરી વાત ઉડાવી દે છે. ને માહાત્મા થઇ રહે છે.

આ વિગેરે ઘણી ઘણી અનુભવી વાતો જાણવાની ઇચ્છા હોય તેણે દરેક માસની પુનમની ચેતવણી નામની અમારી તરફથી પત્રીકા મંગાવવી તેના દર વરશે છ આના ફક્ત પોષ્ટ ખરચના ભરવાના છે. શાન્તી–શાન્તી–શાન્તી.

અખંડાનંદકી જય.

જુઓ ભાઇઓ આ શીવલીંગ શંકાનું સમાધાન બતાવ્યું તેથી દેશી વિદ્વાનો તથા તેના ભક્તો એમ કહેશે કે શું આટલા બધા દીવશથી જગતમાં ચાલતું આવ્યું છે તે શું ખોટું હશે ?

વાહરે વાહ !!! આવું કહેનારા વિદ્વાનને અને એવું માનનારા ભક્તોને ધન્ય છે. જુઓ આ પણ આપણા માતા પીતાના મૈથુન વ્યવહારથી ઉત્પન્ન થયા છીએ. તથાપી આપણાથી એમ તો નહીંજ કહી શકાય કે માહારા માતા પીતાના વ્યભીચારથી હું ઉતપન થયો છું. આ કેટલી બધી મરીયાદાથી બોલો છો. ને આ જગતના માતા પીતા જે મહાદેવ અને પાર્વતી તેની બેઅદબી વાત કરતાં લજવાતા નથી. આથી તે અજ્ઞાન રૂપી અંધાપો કેટલો જોઇતો હતો. અરરરર કાંઇજ વિચાર ઉતપન થતો નહીં હોય ?

સમજુ ભાઇ તમારી વિદ્વત્તા તમારી પાસે રહેવા દેઇને નીતીસર વરતશો તો ઘણું સારૂં.

શીવપુરાણ વેદ વ્યાસજીનું કરેલું હોય એમ સંભવતું નથી. કોઇ બીજાનું કર્તવ્ય છે પણ વ્યાસજીના નામથી બહાર પાડેલું છે.

વ્યાસજી માહાદેવજીની બેઅદબી વાત કરેજ નહી.

અખંડાનંદકી જે જે જે.



# પુસ્તકોની સુચના.

પુસ્તકોની કીમત વધવાનું ખરૂ કારણ ! કાગળો તથ છપામણીની મોંઘવારી થઈ તેજ. પોષ્ટ ખરચ જુદો.

| | | |
|---|---|---|
| ૧ | ભાવાર્થ પ્રકાશ. | રૂ. ૧। |
| ૨ | મોક્ષમારગી ભગવદગીતા | રૂ. ०॥≈ |
| ૩ | વિજ્ઞાન વલ્લભ | રૂ. ०॥ |
| ૪ | વલ્લભ પદમાળા | રૂ. ०॥- |
| ૫ | વચન વલ્લભ સુધારા વધારા સાથે | રૂ. ०॥- |
| ૬ | શંકા સમાધાન | રૂ. ०।- |
| ૭ | ન્યાય વલ્લભ | રૂ. ०।- |
| ૮ | બ્રાહ્મણ શુદ્રનો સંવાદ | રૂ. ०)≈ |
| ૯ | બ્રહ્મવાદ ખંડન | રૂ. ०)≈ |
| ૧૦ | ત્યાગ તારણુ | રૂ. ०)- |
| ૧૧ | વય વિચાર | રૂ. ०)- |
| ૧૨ | ધર્મ થાનક | રૂ. ०)- |
| ૧૩ | પ્રણવ પટ નાહાનો | રૂ. ० |
| ૧૪ | પ્રણવ પટ મોહોટો | રૂ. ०) |
| ૧૫ | ત્યાગીના પત્રો, વાંચોરે વાંચો | રૂ. ०) |
| ૧૬ | અનુભવાનંદ પદમાળા. મગનલાલ ઉર્ફે આનંદરામ કૃત | રૂ. ०॥। |
| ૧૭ | શીવલીંડ શંકા સમાધાન | રૂ. ०)≈ |
| ૧૮ | વાણી વલ્લભ | રૂ. ०॥। |
| ૧૯ | વલ્લભ નિતી બીજી | રૂ. ०॥ |
| ૨૦ | જ્ઞાન ગોષ્ટી. | રૂ. ०)- |